લીધો હતો. મારે વખતે મેં પણ એ જ વિષય લીધો હતો. અનુવાદની ખૂબીઓની ચર્ચા કરતાં કરતાં અમારી દોસ્તી વધી. એ જ અરસામાં મેં પૂર્ણ સ્વદેશી ઉપર એક લેખમાળા લખી હતી. એ એમને ઘણી પસંદ પડી. અંતે જ્યારે મહાદેવભાઈ આશ્રમમાંથી પ્રવાસે ઊપડ્યા ત્યારે એમણે પોતાના સ્વભાવને અનુસરીને મને કાગળ લખીને જણાવ્યું કે હું તમારો સદાનો મિત્ર રહીશ. (મહાદેવભાઈની એ ચોપડી વાંચીને શ્રી કિશોરલાલભાઈએ એ વિષય પરત્વેના પોતાના વિચારો લખી કાઢ્યા. 'સત્યમય જીવન'ને નામે એમના એ વિચારો પ્રગટ થયા છે.) એ જ અરસામાં મહાદેવભાઈએ શરદબાબુની 'વિરાજ વહુ'નો બંગાળીમાંથી ગુજરાતીમાં અનુવાદ કર્યો. એમની બંગાળી 'ત્રણ વાર્તાઓ'નો પણ અનુવાદ કર્યો. રવિબાબુનાં કેટલાંય ગીતો એમને મોઢે હતાં. કેટલાંક ગીતોનું એમણે ગુજરાતીમાં પદ્યમય ભાષાંતર પણ કર્યું છે.

ગાંધીજીના રાજદ્વારી ગુરુ શ્રી ગોખલેના તમામ લેખોનું ગુજરાતી કરવાનું નક્કી થયું હતું. એમાંથી ચરિત્રકીર્તનાત્મક લેખોનો અનુવાદ મહાદેવભાઈએ કર્યો છે. યુરોપના પ્રખ્યાત સંત ફ્રૅંસિસ ઑફ એસીસીનો છસો વરસનો ઉત્સવ જ્યારે દુનિયાએ ઊજવ્યો ત્યારે ગાંધી–ભક્ત મહાદેવભાઈએ કેટલુંક ફ્રાન્સિસ્કન સાહિત્ય વાંચી કાઢ્યું અને એ સંતના જીવન પર એક નાનકડી લેખમાળા લખી. એ લેખમાળા વાંચતાં તરત જણાઈ આવે છે કે મહાત્માજીના જીવન સાથે ઓતપ્રોત થઈ એ જીવનનું અખંડ ધ્યાન કરનાર, એક ભક્તે જ આ બધું લખ્યું છે.

ગાંધીજીના મંત્રી તરીકે ઘણી હિલચાલોની અંદરની બાજુ તેઓ જાણતા. એનો લાભ લઈને એમણે બારડોલીના સત્યાગ્રહનો ઇતિહાસ લખી કાઢ્યો. એ જ રીતે મહાત્માજીની સિંહલ યાત્રા, ત્રાવણકોરનું હરિજનકાર્ય, વગેરે વગેરે ચોપડીઓ એમણે લખી. જીવનચરિત્રની બાબતમાં બે ચોપડીઓ એમની કલમને શોભાવે છે— 'બે ખુદાઈ ખિદમતગાર'નું (સરહદના ખાનબંધુઓનું) અને રાષ્ટ્રપતિ મૌલાના અબુલ કલામ આઝાદનું જીવનચરિત્ર. સરદાર

વલ્લભભાઈ વિષે પણ એમણે લખ્યું છે. અમદાવાદના મજૂરના સત્યાગ્રહનો ઇતિહાસ 'એક ધર્મયુદ્ધ' તરીકે લખીને એમણે પોતાના રાષ્ટ્રીય સાહિત્યનો પ્રારંભ કર્યો હતો. અને ભગવદ્ગીતા ઉપર અંગ્રેજીમાં લખીને જાણે એમણે એની પૂર્ણાહુતિ કરી.

અંગ્રેજી અને ગુજરાતી દ્વારા મહાદેવભાઈએ કીમતી સાહિત્યસેવા કરી જ છે. પણ જે સેવા માટે આખી દુનિયા મહાદેવભાઈ પ્રત્યે ચિરઋણી રહેશે, તે છે એમનાં સાપ્તાહિક પત્રો— 'નવજીવન', 'યંગ ઇન્ડિયા', 'હરિજન' અને 'હરિજનબંધુ'. આ ચાર સાપ્તાહિકોમાં એમણે મહાત્માજીના કાર્યનો જે સવિસ્તર હેવાલ આપ્યો છે, એમના સંવાદો જેવા ને તેવા શબ્દબદ્ધ કર્યા છે અને પ્રવાસવર્ણનો આપી દેશનું આખું વાતાવરણ ઉદ્દીપિત કર્યું છે, એ બધું દુનિયાના સાહિત્યમાં એક અણમોલ ચીજ છે.

મહાત્માજીની જાતજાતની સેવા કરતાં કરતાં જે કંઈક આમતેમ વખત બચી જતો, તેટલામાં જ, ઘણી ઝડપથી ઉતાવળે ઉતાવળે લખેલું આ સાહિત્ય છે એમ કોઈની ધ્યાનમાં પણ નહીં આવે. મહાદેવભાઈ પોતે કહેતા હતા કે સુંદર સાહિત્ય તો ફરી ફરી ઘૂંટવાથી જ પોતાનું સૌષ્ઠવ પ્રગટ કરે છે. તેઓ કહેતા કે જેમ કોઈ ગાય પોતાના વાછરડાને ચાટી ચાટીને એને રૂપાળું બનાવે છે, તેવી જ રીતે ગદ્ય પણ સુધારીને, મઠારીને, ઘૂંટી ઘૂંટીને સુંદર કરવાનું હોય છે. કવિતા તો છંદમાં ગોઠવાઈ એટલે જાણે બરાબર થઈ ગઈ, but prose is never done (બટ પ્રોઝ ઇઝ નેવર ડન)." પછી મને પૂછે કે, 'પ્રોઝ ઇઝ નેવર ડન'નું ગુજરાતી કેમ કરીશું?' મેં કહ્યું, "ગદ્યમાં કોઈ કાળે અલમ્ બુદ્ધિ આવતી જ નથી. ગદ્યકાર કોઈ કાળે કહી ન શકે કે 'બસ, હવે મારે આમાં સુધારવાપણું કશું રહ્યું જ નથી.'"

આવો આદર્શ પોતા આગળ રાખનાર મહાદેવભાઈએ વૃત્તવિવેચકની ઝડપ (જર્નાલિસ્ટિક હરી)થી જે સાહિત્ય અંગ્રેજીને તેમ જ ગુજરાતીને આપ્યું છે એની શોભા, સંસ્કારિતા અને પ્રસન્નતા જોઈને માણસ ચકિત થઈ જાય છે.

મહાદેવભાઈના સાહિત્યમાં સંસ્કારિતા, પ્રસાદ અને સૌષ્ઠવ છલોછલ ભરેલાં છે જ. પણ એમના કરતાંય મોટી જે વસ્તુ એમાં છે તે તો મહાત્માજીના સહવાસમાં એમણે પૂર્ણપણે અપનાવેલી શુભદૃષ્ટિ છે. કોઈ પણ પ્રસંગ હોય, કોઈ મત હોય કે કોઈ વ્યક્તિ હોય, એને વિષે મહાદેવભાઈએ જે કાંઈ લખ્યું છે તેમાં આ શુભદૃષ્ટિ દેખાઈ આવવાની જ. દરેક વસ્તુની સારી બાજુ જોઈ દરેક માણસનો વિચાર મિત્રની અનુકૂળ વૃત્તિથી કરવો, અને દરેક ઘટનામાં સત્યયુગનો જે કાંઈ અંશ હશે તે બહાર આણવો, એ શુભદૃષ્ટિનું લક્ષણ છે. આવી શૈલીને કારણે કોઈને ઉપદેશ કર્યા વગર કેટલીય વ્યક્તિઓને એમણે ઉન્નતિનો રસ્તો બનાવ્યો છે અને કેટલાય નાજુક પ્રસંગોને ઉગાર્યા છે. એટલા માટે જ હું કહું છું કે મહાદેવભાઈના આવી ખૂબીવાળા સાહિત્યને વ્યાપક અને, તેથી સાચા અર્થમાં, ધાર્મિક સાહિત્ય કહેવું જોઈએ. મહાત્માજીના સર્વકલ્યાણકારી જીવનને આપણે જે વિશેષણો લગાડી શકીએ, તે જ, અમુક હદ સુધી મહાદેવભાઈની સાહિત્યશૈલીને આપણે ખુશીથી લગાડી શકીએ છીએ. ભારતના ઉત્થાનકાળના, એટલે કે ગાંધીયુગના ઇતિહાસનો ઘણો મહત્ત્વનો અંશ મહાદેવભાઈના સાહિત્યમાં દુનિયાને મળવાનો છે. વિલાયતના પ્રકાંડ પંડિત ડૉ. જોનસનની જીવનકથા લખનાર બોસવેલ સાથે મહાદેવભાઈની તુલના કરવામાં આવે છે. મહાકવિ ગટેનાં સંભાષણો નોંધી રાખનાર લેખક એકરમાનની જર્મન સાહિત્યમાં ઘણી કદર છે. આપણા લોકોએ એકરમાનનાં સંભાષણો ઝાઝાં નહીં વાંચ્યાં હોય. નહીં તો એની સાથે પણ લોકોએ મહાદેવભાઈની સરખામણી કરી હોત. મારી દૃષ્ટિએ મહાદેવભાઈનું વ્યક્તિત્વ બોસવેલ અને એકરમાન, બંને કરતાં તદ્દન જુદું અને ઊંચું છે. અને મહાદેવભાઈનું ભાગ્ય તો એ એના કરતાં કેટલું ઊંચું! તેથી જ એમને મહાત્માજી વિષે અને એમના યુગકાર્ય વિષે લખવાનો અવસર મળ્યો.

મહાદેવભાઈનું મુખ્ય કામ તો મહાત્માજીનો પત્રવ્યવહાર સાચવવાનું હતું. પહેલે પહેલે તેઓ એકલા જ આ કામ કરતા. ત્યાર પછી શ્રી પ્યારેલાલજી એમને મદદ કરવા લાગ્યા. અને હવે રાજકુમારી

અમૃતકોરે ઘણું કામ સાચવ્યું છે. હરહમેશ ત્રણ ચાર પાંચ જણ આખો વખત કામ કરે ત્યારે જ મહાત્માજીના પત્રવ્યવહારને પહોંચી શકાય છે. પ્રારંભના દિવસોમાં ઘણાખરા કાગળોના જવાબ બાપુજી મહાદેવભાઈને લખાવતા હતા, આગળ જતાં મહાદેવભાઈ પોતાની મેળે જ અમુક કાગળોના જવાબ આપતા અને ખાસ કાગળો બાપુજી પોતાને હાથે લખવા લાગ્યા. છેલ્લે છેલ્લે ઇગ્લંડ, અમેરિકા, યુરોપ, આફ્રિકા આદિ પરદેશનો ગાંધીજીનો બધો પત્રવ્યવહાર મહાદેવભાઈને જ સાચવવો પડતો. અનેક દેશોના મોટા મોટા લોકો જોડે સબંધ રાખવો, ગાંધીજીની પ્રવૃત્તિ વિષે એમને માહિતી આપવી, એમના સમાચાર પૂછવા અને મહાત્માજીને એ બધું ટૂંકામાં સમજાવવું, આ કાંઈ નાનું કામ ન હતું. આ કામનુ મહત્ત્વ અને એનો જથ્થો એક માણસની શક્તિ કરતાં વધારે હતો. પણ મહાદેવભાઈ એકલા જ એ બધુ સાચવી લેતા. મહાત્માજીની કામ કરવાની બધી ખૂબી અને એની સુવાસ મહાદેવભાઈની દૃષ્ટિમાં, વાણીમાં અને કલમમાં આવી ગઈ હતી.

મહાદેવભાઈનું કામ વધતુ જોઈ મેં એક વાર એમને Short hand — શીઘ્રલિપિ શીખી લેવાની ભલામણ કરી. એક વાર [illegible] સેગામ આવ્યા હતા ત્યારે પિટ્‌મન તેમ જ સ્લોન ડી પ્લોન — [illegible]ની શીઘ્રલેખનપદ્ધતિની ચોપડીઓ મેં એમને આપી ને [illegible]ડવાની સગવડ પણ કરી આપી. એ એક દિવસ શીખીને નક્કી કર્યું કે પોતાને એની જરૂર નથી. "અંગ્રેજી અને [illegible] ચાલુ લિપિ હું એટલી ઝડપથી અને સુવાચ્ય લખું છું કે વરસ પછી પણ હુ પોતે તો શુ ગમે તે વાંચી શકે છે!" [illegible]બર મહાદેવભાઈની કલમ કોઈ નાગણના વેગથી કાગળ પર [illegible]રો ઉતારની જોતાં આંખ ઠરી જતી હતી. મહાદેવભાઈના મોતીના [illegible]ા જેવા અક્ષરોને જો ઉપમા આપવી હોય તો એમના મીઠા અને [illegible] સ્વભાવની જ અપાય.

અંગ્રેજી, ગુજરાતી, હિંદી, બંગાળી, મરાઠી, સંસ્કૃત આ ભાષાઓ સાથે એમને સારો પરિચય હતો જ. આ ભાષાઓની

અદ્યતન ચોપડીઓ — પોતે મંગાવેલી અથવા મિત્રોએ મોકલેલી — જોઈ જવાનું કામ એમણે કોઈ કાળે શિથિલ થવા ન દીધું. આખા દિવસનું કામ પૂરું કર્યા પછી રાત્રે સૂતા પહેલાં અનેક ચોપડીઓ, માસિકો વગેરે નિયમસર તેઓ વાંચી લેતા. જેલમાં શ્રી અબ્બાસ સાહેબની અને બહાર મીરાબહેનની મદદ લઈને તેમણે થોડું ફ્રેન્ચ પણ શીખી લીધું હતું. એટલા જ્ઞાનથી પણ એમને ઘણો લાભ થયેલો. અખંડ વાચન, અખંડ લેખન, સૂક્ષ્મ નિરીક્ષણ, અને જાગરૂક આત્મ-પરીક્ષણ દ્વારા એમણે પોતાની બાહ્ય તેમ જ આંતરિક યોગ્યતા વધારવાની સાધના આખર સુધી ચલાવ્યે જ રાખી હતી. અને એમાં ઉદ્દેશ એક જ કે મહાત્માજીની સેવા કરવાનું પોતે જે વ્રત લીધું છે તે પૂર્ણપણે પાર પડે.

વીસ વરસ સુધી સેવા આપવાનું એમણે ગાંધીજીને વચન આપ્યું હતું. એ વીસ વર્ષ પૂરાં થતાં પહેલાં તેઓ ગાંધીજી જોડે એવા તો એકરૂપ થયા હતા કે ગાંધીજીની સેવા એમને માટે સાધના કે ધર્મ થવાને બદલે એમનો સ્વભાવ જ થઈ ગયો હતો. એમની આખી જિંદગી એવી તો બાપુમય થઈ ગઈ હતી કે હું એમને સેવાધર્મી પ્રેમયોગી કહેતો. મહાત્માજીનું નાનું મોટું જે કંઈ કામ હોય તે બધું સરખા જ ભક્તિભાવથી અને પ્રેમભાવથી તેઓ કરતા. બાપુજીના કામમાં અમુક મોટું અને અમુક નાનું એવો ભેદ જ એમની પાસે રહ્યો ન હતો. બાપુજીનાં કપડાં ધોવાં, એમનું કમોડ સાફ કરવું ઇત્યાદિથી માંડીને બાપુજીની વતી મોટામાં મોટા લોકો પાસે પહોંચીને નાજુકમાં નાજુક કામો ચૂપચાપ પતાવીને આવી જવાનું કામ મહા-દેવભાઈનું જ. શ્રી જમનાલાલજી, વલ્લભભાઈ, રાજાજી, રાજેન્દ્રબાબુ, બિરલાજી જેવા મહાત્માજીના નિજજનો સાથે મહાદેવભાઈનો સંબંધ ભાઈ જેવો હતો. શ્રી જવાહરલાલજીને પણ આમાં ભૂલવા ન જોઈએ.

શ્રી જવાહરલાલજીની આત્મકથાનો ગુજરાતી અનુવાદ મહાદેવ-ભાઈએ કેટલા પ્રેમથી કર્યો હતો? અને એ ચોપડીની પ્રસ્તાવનામાં એમણે પોતાનું વ્યક્તિત્વ પણ સુંદર રીતે પ્રગટ કર્યું હતું.

એક વાર શ્રી મોતીલાલજીએ અને બીજી એક વાર દેશબંધુ ચિત્તરંજન દાસે મહાત્માજી આગળ મહાદેવભાઈની માગણી કરી. દેશનો લાભ સમજી મહાત્માજીએ મહાદેવભાઈને એમની પાસે મોકલ્યા પણ ખરા, પણ બિલાડીને ગમે ત્યાં મૂકી આવીએ તોપણ જેમ તે સીધી ઘેર આવી જાય છે, તેમ મહાદેવભાઈ પણ પોતાની મીઠી ચાતુરી વાપરીને મહાત્માજી પાસે પાછા આવી પહોંચ્યા.

મહાદેવભાઈમાં ધાર્મિકતાના અંશો પહેલેથી હતા જ. ગોધરામાં બાપજી કરીને કુંભાર જાતિના એક જ્ઞાની ભક્ત હતા. એમના સત્સંગમાં અને એમનાં ભજનો સાંભળવામાં મહાદેવભાઈને તલ્લીન થઈ જતા મેં જોયા છે. એક વાર મહાદેવભાઈ સખત બીમાર હતા. મહિના સુધી તેઓ પથારી છોડી શક્યા ન હતા. એવે વખતે એ બાપજી મહાદેવભાઈને ત્યાં ખાસ આવીને રહ્યા હતા અને સવારસાંજ ભજનો સંભળાવતા હતા. અરજન કરીને એક જૂના ગુજરાતી સંતકવિની કવિતા ભેગી કરીને મહાદેવભાઈએ એનું સંપાદન કરેલું. રવિબાબુનાં ગીતોનો ઉપયોગ પણ મહાદેવભાઈ ધાર્મિકવૃત્તિથી જ કરતા. પણ એક વાર ગાંધીજીની પાસે આવ્યા પછી એમની બધી ધર્મસાધના બાપુજીની સેવા અને એમનાં કામનું ધ્યાન ધરવામાં જ સમાપ્ત થઈ હતી. એટલું એકાગ્ર, એકનિષ્ઠ અને અખંડ ધ્યાન ભાગ્યે જ કોઈએ આમરણ ચલાવ્યું હોય. આશ્રમમાં આવ્યા ત્યારથી તેઓ સહજથી અને સ્વાભાવિક સંયમથી જ ચાલતા હતા. પણ બાહ્ય આચાર વ્યવહારમાં આશ્રમવાસીની છાપ ન પડી જાય એની તેઓ ખાસ સાવચેતી રાખતા. આજકાલના રિવાજના વાળ રાખવા, ચા પીવી, વગેરે પોતાની ટેવો એમણે આખર સુધી કાયમ રાખી હતી. પહેલાં પહેલાં તેઓ અમ આશ્રમવાસીઓને A tribe of vow takers કહીને અમારી મશ્કરી કરતા. પણ એ બધું ઉપર ઉપરનું જ હતું. એનો લાભ એટલો જ હતો કે ગમે તે પ્રકારના લોકોને એમની પાસે જવામાં સંકોચ રહેતો નહીં. પણ મહાત્માજી પાસે રહેવાથી એમની જીવનસાધના દહાડે દહાડે ઉગ્ર અને તેજસ્વી થતી ગઈ. બ્રહ્મચર્યનું વ્રત તો એમણે લીધું જ. પણ દિવસમાં ત્રણ વખત ખાધા ઉપરાંત

વચમાં એલાયચી પણ મોંમાં ન નાખવાનો નિયમ એમણે આગ્રહથી પાળ્યો. એમની તકલીની દૈનિક ઉપાસના પણ સામાન્ય કોટિની ન હતી. બધા સાથે મૈત્રીભાવ અને ગમે તેવા માણસ જોડે પણ મીઠાશ જાળવવી એ પણ કાંઈ નાનુંસૂનું વ્રત ન હતું. પણ એમની મુખ્ય સાધના તો મહાત્માજીની ઇચ્છામાં પોતાનું જીવન વિલીન કરી દેવાની જ હતી. સાધનાની વાત ચાલે ત્યારે તેઓ કહેતા કે, "હું જાણું છું કે વિકારો ઉપર મેં વિજય નથી મેળવ્યો. વિકારોથી હું મુક્ત નથી." આ કેવળ શિષ્ટાચારનાં વચનો ન હતાં. પણ એમની જાગરૂક સાધના, ઉગ્ર આત્મપરીક્ષણ અને વિકારો પેદા થતાંવેંત એમને દાબી દેવાના એમના પ્રયત્નના સાક્ષી તરીકેનાં આ વચનો હતાં. એક વાર એમણે ચૌદ દિવસનો ઉપવાસ કરેલો. એ દિવસો દરમ્યાન એમણે ભગવાન પાસે એવી તો વ્યાકુળ પ્રાર્થના કરી કે પોતાનાં આંસુએ વડે એમણે પોતાના વિકાર ધોઈ નાખ્યા. મહાત્માજી પાસે બેસીને જ્યારે તેઓ પ્રાર્થના કરતા, ગીતાપાઠ ચલાવતા અથવા ભજન ગાતા હતા, ત્યારે પણ તેમાં તલ્લીનતા દેખાઈ આવતી. મહાત્માજીનું કોઈ પણ કામ આવી પડ્યું તો એમણે એ પૂર્ણ એકાગ્રતાથી જ કર્યું છે અને ઈશ્વરે એમને દરેક કામમાં સફળતા જ આપી.

ગુજરાતમાં રેલસંકટ-નિવારણને માટે અગર ઠક્કર બાપાના હરિજનકાર્ય કે એવાં જ બીજાં સેવાનાં કાર્યોને માટે ફાળાની જરૂર પડે કે, મહાદેવભાઈ જરૂરી નાણાં લઈને આવ્યા જ હોય. સરદાર પૃથ્વીસિંગને જેલમાંથી છોડાવવાનું કપરું કામ આવ્યું, ત્યારે મહાદેવભાઈએ આપમેળે સર સિકંદર હયાતખાન પાસે પહોંચી જવાનો વિચાર કરી લીધો. હયાતખાનને સમજાવવાનું ને મનાવવાનું કામ સહેલું નહોતું પણ મહાદેવભાઈ પૃથ્વીસિંગને છોડાવી લઈને જ પાછા ફર્યા.

ગાંધીજીએ વર્ધામાં મગનવાડી છોડીને સેવાગ્રામ જઈ રહેવાનો નિર્ણય કર્યો; ત્યારે મગનવાડીને સંભાળવાની જવાબદારી મહાદેવભાઈને માથે આવી. તે વખતે પણ મગનવાડીથી ગાંધીજીની ટપાલ

લઈને છથી સાત માઈલ દૂર સેવાગ્રામ રોજ જવું અને સાંજ પડ્યે છથી સાત માઈલ પાછા મગનવાડી આવવું, એ કામ તો મહાદેવભાઈને જ કરવાનું હતું. ધૂમ તડકો પડતો હોય કે ધોધમાર વરસાદ વરસતો હોય, ઉનાળાના ગરમીના દિવસો હોય કે શિયાળાના ટાઢના દિવસો હોય તેમની આ સેવાગ્રામ યાત્રા વગર અટક્યે ચાલતી. ગાંધીજીએ તેમને ઘણી વાર કહ્યું કે, ભલા થઈને સેવાગ્રામ આવીને રહો. પણ કેટલાયે દિવસ સુધી મહાદેવભાઈને એ વાત ન રુચી. આખરે ગાંધીજીનો આગ્રહ પાર પડ્યો અને મહાદેવભાઈ પોતાને માટે બંધાયેલા ઘરમાં જઈને સેવાગ્રામ રહ્યા.

મહાદેવભાઈ મગનવાડીમાં રહેતા હતા ત્યારે તેમને એક વખત બ્લડપ્રેશર એટલે કે મગજ પર લોહીના દબાણની બીમારી થઈ આવી. ગાંધીજીએ તેમને પૂરેપૂરો આરામ લેવાનો હુકમ કર્યો. પણ જીવ કામમા ને કામમાં એટલે તેમનું મન કેમ માને? એક વખત આરામને માટે નાશિક જઈને રહેવાની ગાંધીજીએ તેમને આજ્ઞા કરી. સરસામાન એકઠો કરી સાથે લઈ મહાદેવભાઈ વર્ધા સ્ટેશન પહોંચ્યા. પણ ત્યાં જ લોહીનું દબાણ એકદમ વધી ગયું, એટલે તેમને પાછા ફરવુ પડ્યું. થોડો આરામ મળતાં ફરી પાછા કામ કરવાને તૈયાર થઈ જવાની મહાદેવભાઈનામાં ખાસ શક્તિ હતી. પણ દેશમાં જે કાંઈ ચાલી રહ્યું હતું, તેની અસર જેમ ગાંધીજીના મન પર થતી તેવી જ રીતે ગાંધીજીની માનસિક અવસ્થાની અસર મહાદેવભાઈની તબિયત પર થતી. એક વાર ગાંધીજીએ આમરણાંત ઉપવાસનો વિચાર જાહેર કર્યો, તે મહાદેવભાઈથી સહન ન થયું. આમરણાંત ઉપવાસ કરવો વાજબી ગણાય કે નહીં, તેની લોકો ચર્ચા કરતા તે સાંભળવાને પણ મહાદેવભાઈ રાજી નહોતા. તે કહેતા કે, હવા વગર માણસને જેમ જીવવું અશક્ય છે, અને હવા ન હોય તો શું થાય યા શું કરવું એની જેમ ચર્ચા ન હોય, તેવું મારી બાબતમાં ગાંધીજીની હસ્તીનું સમજવું.

ગાંધીજીએ આજ સુધી જે રીતે અંગ્રેજ લોકોને સંભાળ્યા, તેમણે ... જે જાનની સેવા કરી, અને તેમને બચાવી લેવાને ખાતર,

જે જાતની ખામોશ રાખી, એ બધાંનો વિચાર કરીએ છીએ, ત્યારે એમ થાય છે કે, અંગ્રેજો પર એની કશી નૈતિક અસર ન થઈ અને એ લોકો પોતાના સ્વાર્થમાં આંધળા બની, બસ હિંદુસ્તાનને જખે કરવા નીકળ્યા છે, એ આ જમાનાની ખરેખર એક દુઃખપૂર્ણ નવાઈ છે. આ સ્થિતિથી અનેક લોકો અકળાઈ ઊઠ્યા છે. 'ભલે હિંદુસ્તાનને ઇશ્વરને ભરોસે છોડી દો' એ સૂત્રના પાયામાં એ જ અધીરાઇ ને અકળાટની મનોવૃત્તિ રહેલી છે. એ જ સૂત્રની બીજી બાજુ છે 'અમે હિંદુસ્તાનને સ્વતંત્ર કરીશું યા મરીશું; ગુલામ થઈ ને જીવવા કરતાં આ શરીર છોડીને મુક્ત થઈ જવું બહેતર છે.'

પોતાની દીર્ઘકાળની તપસ્યા વડે એ જ મુક્તિ મહાદેવભાઈએ મેળવી. આપણે તેમની પાછળ રહ્યા, તે સૌ તેમના જીવનમાંથી પ્રેરણા લઈએ, અને સેવા કરતા કરતા તેમના જેટલી લાયકાત કેળવીએ.

અખંડ સેવાકાર્યમાં રત હોવા છતાં મહાદેવભાઈએ સાહિત્ય અને ઇતિહાસનું પરિશીલન વ્યવસ્થિત ચાલુ રાખ્યું હતું. એટલા ખાતર તે યુરોપ અને અમેરિકાના નામાંકિત વિચારકોની વિચારસરણી અને તેમના કાર્યના પૂરા પરિચયમાં રહેતા. ગાંધીજીની સાથે રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ (ગોળમેજી પરિષદ)ને માટે વિલાયત ગયા ત્યારે ત્યાંના મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓની જરૂરી માહિતી તેમ જ ખબર ગાંધીજીને આપવાની જવાબદારી મહાદેવભાઈની હતી. રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સમાંથી પાછા ફર્યા પછી તરત જ તેમને અમારા ભેગા સાબરમતી જેલમાં રહેવાનું થયેલું. તે વખતે યુરોપની પરિસ્થિતિનું વર્ણન તેમણે બહુ સરસ રીતે અમને આપ્યું હતું. કોઈકે તેમને પૂછ્યું કે, તમે ઇંગ્લંડના રાજાની મુલાકાતે ગયા, ત્યારે તેની તમારા મન પર કેવી છાપ પડી? મહાદેવભાઈએ જવાબ આપ્યો કે, ત્યાંનો રાજા થોડો જ સ્વતંત્ર વ્યક્તિ છે? માલવીજીએ બ્રાહ્મણધર્મને અનુસરીને રાજાને ખૂબ ઉપદેશનાં અને આશીર્વાદનાં વચનો કહ્યાં. રાજાએ એ બધું સાંભળ્યા કર્યું. બાપુજીની સાથે તેને બહુ થોડી વાતચીત થઈ. બિચારાને તેના પ્રધાનોએ જેટલા શબ્દો શીખવી રાખ્યા હતા, તેટલા તે બોલી ગયો. ગાંધીજી આવી મુલાકાતોની કિંમત

જાણતા હતા. તેથી જવાબમાં તેમણે એટલું જ કહ્યું કે, 'આપ સાહેબ આ બધા વિષયોની ચર્ચા તો નહીં જ કરવા માગતા હો!' બસ, આટલા શબ્દોમાં જ ગાંધીજીએ વાતચીત પતાવી દીધી. મહાદેવભાઈ પોતાની યુરોપની મુસાફરીનું વર્ણન લખવાનો વિચાર રાખતા હતા. મારા કહેવાથી હિંદુસ્તાનના આખાયે યુવકનું વર્ણન લખવાનું પણ તેમણે કબૂલ કર્યું હતું. આ વીસ પચીસ વર્ષની પોતાની ડાયરી હાથમાં રાખી હિંદુસ્તાનનો આધુનિક ઇતિહાસ અને ગાંધીજીનું ચરિત્ર લખવાની જવાબદારી તો તેમને જ માથે હતી. પરંતુ ઈશ્વરે તેમને વચમાંથી જ બોલાવી લીધા. ઈશ્વરના કામને સારું યા ગાડું કહેનારા આપણે કોણ? જેણે આપ્યું તેણે જ લઈ લીધું! એની લીલાનો પાર કોઈ પામ્યું નથી.

## શ્રી મહાદેવ દેસાઈ પુણ્યતિથિ

ઑગસ્ટ ૧૫ ૧ સમય

જેમ મહાશિવરાત્રી એ જ કસ્તૂરબાદન છે તેમ જ મહાદેવભાઈની પુણ્યતિથિને દિવસે જ આઝાદીદિન ગોઠવી વિધાતાએ જાણે મહાદેવભાઈની સ્વામીભક્તિની કદર કરી છે.

મહાદેવભાઈ પણ પૂજ્ય ગાંધીજીમાં એવા તો ઓતપ્રોત થઈ ગયા હતા કે ગાંધીજીના જીવનમાંથી એમનું જીવન નોખું પાડવું લગભગ અશક્ય છે. મહાદેવભાઈ છાયાની પેઠે બાપુજી સાથે જ રહેતા હોવાથી મહાદેવભાઈ ઉપર લખેલા બાપુજીના કાગળો ઝાઝા ન હોય. ગાંધીજી પોતે મહાદેવભાઈનું ચરિત્ર લખવાના હતા તે પણ બનવા ન પામ્યું. મહાદેવભાઈને ગાંધીવિચારદોહન જેવી ચોપડી લખવાની પણ નવરાશ ન મળી. અત્યંત ખંતપૂર્વક એમણે જે વાસરીઓ લખી રાખી છે તે જ્યારે પ્રગટ થશે ત્યારે તે જ મહાદેવભાઈની વાઙ્મયી મૂર્તિ ગણાશે. મહાદેવભાઈની એ વાસરીનું પારાયણ કરાશે. 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન' તેમ જ અંગ્રેજી 'હરિજન' અને ગુજરાતી 'હરિજનબંધુ,' ચારેમાં મહાદેવભાઈએ જે સાપ્તાહિક પત્રો લખી બાપુજીના પ્રવાસો અને

## ૪૮

## નરસિંહ મહેતા

ગુજરાતના આદિકવિની જયંતી ઉત્કટ ભક્ત તરીકે ઊજવવી જોઈએ. રાસદર્શન; મામેરું, હૂંડી, હારમાળા વગેરે ચમત્કારોમાંથી કોઈ આધ્યાત્મિક બોધ કાઢવા બેસે તો તે અશક્ય નથી. આજ સુધીના લોકહૃદયને એ વાતો છે એવી જ, દેખીતા અર્થમાં રોચક થઈ પડી છે. આપણે મહેતાજીની જયંતી ઊજવતી વખતે બોધ-દોહનની પંચાતમાં ન પડીએ તો સારું. એમની અટળક ભક્તિ, પવિત્ર જીવન, હરિજનપ્રેમ અને ગરીબાઈમાં સંતોષ એ જ મુખ્ય વસ્તુઓ વિદ્યાર્થીઓના મન પર ઠસાવીએ. આ દિવસે નરસિંહ મહેતાનાં ઉત્તમ ઉત્તમ પ્રભાતિયાં ગાવાનો રિવાજ રાખવો જ જોઈએ. બીજું પણ એકાદ આખ્યાન વિવેચન સાથે ગવાય. આ દિવસે ઉજળિયાત કોમના લોકોએ હરિજનવાસમાં જઈને ભજનમંડળી રાખવી જોઈએ.

## ૪૯

# મીરાં

## ૧. મીરાંની અદ્ભુત સાધના

जोगी मत जा. . . .मत जा. . . .मत जा. . . .
जोगी, मत जा, मत जा, मत जा,
पाँव पडूँ मैं तोरी. . .जोगी मत जा. . .१
प्रेम भक्ति के पैर[१] हैं न्यारे
हमको गैल[२] बता जा. . .जोगी मत जा. . .२
अगरचंदनकी चिता रचाऊँ
अपने हाथ जला जा. . .जोगी मत जा. . .३
जलबल[३] हुई भस्मकी ढेरी[४]
अपने अंग लगा जा. . .जोगी मत जा. . .४
मीरां के प्रभु गिरधर नागर
ज्योतमें ज्योत मिला जा. . .जोगी मत जा. . .५

ભારતના સંતોમાં મીરાંની ભાત અનેરી જ પડી છે. પ્રહ્‌લાદ, નચિકેતા, શિબિ અને હરિશ્ચંદ્રની પેઠે મીરાંએ પણ સત્યાગ્રહી જીવનની તેજસ્વિતા દાખવી છે. લોકરૂઢિ અને લોકલાજને નહીં ગણકારવાનો પ્રારંભ એણે પોતાના મુસલમાની નામથી જ કર્યો હશે. ગિરિધર-નાગર એના પ્રભુ હતા, પતિ હતા, ગુરુ હતા — સર્વસ્વ હતા.

રાજસ્થાન, માળવા, ગુજરાત, કાઠિયાવાડ એ એની સંચાર-ભૂમિ હતી. પરિણામે એની કવિતામાં એ બધા જ પ્રદેશોની ભાષાના પ્રાદેશિક શબ્દો આવી ગયા છે. એ ઉપરાંત બીજા કોઈ પણ સંતની વાણી કરતાં મીરાંની વાણીમાં પાછળના લોકોએ ઘણા ફેરફાર કર્યા છે. અને કેટલાંક પદો તો કોઈ બીજા જ નાનામોટા કવિઓએ મીરાંને નામે ચઢાવ્યાં છે!

---

૧ પગલાં ૨. પગદંડી — રસ્તો ૩ ભડભડ બળીને ૪. ઢગલી.

મીરાના જીવનની વિગતો પણ આપણી પાસે વિશ્વાસપાત્ર રૂપમાં નથી. આવી સ્થિતિમા મીરાંનાં પદોના ભાવાર્થ વિષે નિશ્ચયપૂર્વક કાંઈ પણ લખવું મુશ્કેલ છે. છતાં મીરાંની સાધના અને એની અનુભૂતિ એટલી ઉત્કટ છે કે એની પાછળ કલ્પના દોડાવ્યા વગર રહેવાતું નથી.

પ્રસ્તુત ભજનના 'જોગી' કોણ છે એ આપણે જાણતા નથી. આ ભજનમા જે પ્રસંગ વર્ણવ્યો છે તે મીરાએ પોતે અનુભવ્યો છે કે પોતાની કાવ્યશક્તિથી ઉત્પન્ન કર્યો છે તે કહેવુ પણ મુશ્કેલ છે. હમણા જ એક સ્નેહીએ આ ભજનની એક ગ્રામોફોન રેકર્ડ સભળાવી અને સમજાવી તેમાનું જ્યુતિકા રોયનું સંગીત આ ભજન ઉપર અસાધારણ પ્રકાશ પાડે છે.

આ ભજન પ્રમાણે, મીરા પોતાના ગુરુ જેવા કોઈ સ્થિતપ્રજ્ઞ યોગીને વીનવે છે કે એ એને છોડીને જાય નહીં. જોગી શા માટે છોડી જાય છે? મીરાને જોગી પાસેથી શુ જોઈએ છે? ગુરુ યોગ સાધનામા માનતો હશે અને મીરા પ્રેમલક્ષણા ભક્તિમા રાચતી હશે. ગુરુએ જોયુ કે જ્યા આટલો ભાવનાભેદ છે, ત્યા પોતે શી રીતે સહાયક બની શકે? એ જવા તૈયાર થયો.

મીરાને પોતાના પ્રેમભક્તિના માર્ગ ઉપર અવિચળ શ્રદ્ધા છે. એમા એને અનુભવનો ટેકો પણ મળ્યો છે. પણ સાથે સાથે યોગમાર્ગ પ્રત્યે એને અશ્રદ્ધા નથી એટલું જ નહી, પણ યોગમાર્ગે એના જોગીએ સિદ્ધિ મેળવી છે એનોય તે સ્વીકાર કરે છે. યોગી પ્રત્યે એનામા અવિચળ શિષ્યભાવ છે, તેથી સમસ્ત અભિમાન તજીને 'પાવ પડુ મૈ તોરી' કહીને એ પોતાના ભક્તિમાર્ગને ગુરુના યોગમાર્ગ આગળ ગૌણ કરવા પણ તૈયાર છે.

પહેલી જ લીટીમા એની આર્તવાણી યોગીને ન જવા માટે ઉત્તરોત્તર વેદનાથી વીનવે છે. છતા જ્યારે એને શંકા જાય છે કે એ તો જવા જ નીકળ્યો છે, ત્યારે 'જોગી' શબ્દ ઉપર તે એટલી સફળતાથી ભાર મૂકે છે કે જાણે કહેતી હોય કે 'હે જોગી, તું કેમ ભૂલે છે કે તું યોગી છે? યોગી થઈને તારાથી જવાય ખરું? જે

સાચો યોગી હોય એનાથી કર્તવ્યભ્રષ્ટ થયા વગર જવાય જ કેમ?' જ્યોતિકા રોય પોતાનાં ગાયનમાં 'યોગી' શબ્દ પરનો એ આખો ભાર ફક્ત એક જ વાર મૂકે છે, અને તેથી જ તે હૃદયને વીંધી નાખે છે!

ત્યાર પછી મીરાં મનમાં જ યોગીનો જવાબ કલ્પે છે. જો યોગી કહે કે "હું હારીને નથી જતો, ઉપેક્ષાથી નથી જતો, પણ આપણા માર્ગ જુદા છે. ભક્તિમાર્ગી મીરાંને યોગમાર્ગી જોગી શી સાધના બનાવી શકે?" એના જવાબમાં મીરાં કહે છે કે "ભક્તિમાર્ગ હું છોડી તો ન શકું, પણ યોગમાર્ગ આગળ એને ગૌણ કરતાં મને સંકોચ નથી. જો એ બન્ને પંથ ઈશ્વરનો સાક્ષાત્કાર કરાવનારા જ હોય તો એ બે વચ્ચે વિરોધ હોઈ જ ન શકે. એક જ ટેકરીને શિખરે ચડનારા અનેક માર્ગો નીચલી ભૂમિકાએ ભલે ભિન્ન દેખાય, પણ ટોચ ઉપર તો એ બધા એક થઈ જ જાય છે—એક થવા જ જોઈએ. માટે જોગી પાસેથી પથપરિચય કરાવનારી સૂચનાઓ લેવામાં એને વાંધો નથી. ભક્તિનો પ્રારંભ ભક્ત અને ભગવાનના દ્વૈતમાંથી ઉત્પન્ન થાય છે. દ્વૈત વગર ભક્તિ સંભવતી જ નથી. ભક્તિનો રસ જ દ્વૈતમાંથી ઉત્પન્ન થતા આકર્ષણનો છે. પણ ભક્તિની પરિણતિ અદ્વૈતમાં જ થાય છે. એ મટીને એક જ રહે, ત્યારે જ ભક્તિ કૃતાર્થ થાય છે. યોગમાર્ગ પણ અંતે એ જ સાધના માગે છે.

ભક્તિનો માર્ગ રસિક હોઈ સહેલો ગણાય છે. પણ એમાં એ રસ્તાનો નકશો ક્યાંય દોરેલો હોતો નથી. વચલા મુકામો પણ ચોક્કસ [illegible] કરેલા હોતા નથી. ભક્તિમાં ચકરાવો ઉત્પન્ન થઈ શકે છે. એમાં આગળ વધવાપણું પણ હોય અને પાછળ પડવાપણું પણ હોય. એનો સાધનાક્રમ વિચિત્ર હોય છે. માટે જ એમાં આશાનિરાશાનાં આંદોલનો સહન કરવાં પડે છે.

યોગમાર્ગનો રસ્તો ભલે અઘરો હોય પણ એ ધોરી રસ્તો છે અને એની ગલીકૂંચીઓ બધી નિશ્ચિત છે. એના નકશાઓ દોરેલા છે. યોગી એ બધાનો ભોમિયો હોઈ એણે એ બધા સાથે પરિચય કરાવવો જ જોઈએ. એટલી સેવા કર્યા વગર એનાથી ન જ જવાય!

* * *

અહીં ગીતનો એક ખંડ પૂરો થાય છે. બીજા ખંડમાં ભક્તિની અને યોગની સાધના એક જ છે.

ભક્તિનું જીવન પ્રાકૃત જીવન તો ન જ હોય. સાધના દ્વારા જે શરીરનો અંતે લોપ કરવાનો હોય છે તે શરીર પણ ભક્તિ-કીમિયાથી ચંદન બની ગયું છે. હવે એ ચંદનની જ ચિતા રચવાપણું છે. ભક્તિએ શરીરનું ચંદન કર્યું તે સંઘરવા માં નહીં, પણ બળીને સુવાસ આપવા માટે. તેથી એ ચંદનની ચિતાને અગ્નિનો સ્પર્શ કરાવવાનું કામ યોગીનું છે. એ કર્યા વગર પણ યોગી જઈ ન શકે.

જે શરીર ચંદનરૂપ થયું, અને હવે ધીમે ધીમે બળીને ભસ્મના ઢગલાના રૂપમાં રહી ગયું તેનો પણ યોગી ત્યાગ ન કરી શકે. વૈરાગ્યનો પણ એક ધર્મ હોય છે. વૈરાગીએ સાધના દરમ્યાન જે ભસ્મ પેદા કરી તેનો પણ અંગીકાર કરી એણે એ પોતાના શરીર ઉપર ચઢાવ્યે જ છૂટકો — भस्मान्त शरीरम् ।

* * *

આમ શરીરની બાબતમાં યોગી સાથે બળીને એકરૂપ થયા પછી મીરાં ગિરધરનાગર પ્રભુ યોગીને છેલ્લી વિનંતી કરે છે કે હવે એણે પોતાની જ્યોતિમાં મીરાંની જ્યોત સમાવી લેવી જોઈએ. એમ કહેતી વખતે જ્યુતિકા રૉયના ગીતમાં 'મીરાં' શબ્દ એવો તો હલક સાથે ગવાય છે કે શરીરને ભસ્મ કર્યા પછી જેટલી શુભ વાસનાઓ અને સંસ્કારો બચી ગયા હોય તે બધા ભેગા કરી પોતાનું જીવનસર્વસ્વ એક જ પિંડમાં અર્પણ કરીને એ સર્વસ્વ દ્વારા — કેવળ શબ્દ દ્વારા નહીં પણ પોતાની સમગ્ર વિભૂતિ દ્વારા — મીરાં એક નવી જ પ્રાર્થના કરે છે કે "હે પ્રભુ! હવે મારી જ્યોતિમા પોતાની જ્યોતિ ભેળવી દે." છેવટે પ્રભુએ જ આત્માર્પણ કરવાનું હોય છે, પ્રભુ – ગુરુ તેમ ન કરે ત્યાં સુધી એનાથી જવાય જ નહીં. અને એટલું કર્યા પછી એ જાય ક્યાં? યોગીનો ધર્મ જ યોગ કરવાનો – જોડી દેવાનો – મિલન કરવાનો અને અખંડ એકાકાર એકેકરસ થઈને રહેવાનો છે.

માટે એમ પણ કહી શકાય કે મીરાં સર્વસ્વ અર્પણ કરી અંતે યોગીનો જ ભોગ લેવા મથે છે. એ પ્રભુમાં સમાઈ ગઈ તે પહેલાં એણે પ્રભુને જ પોતાનામાં સમાવી દીધો. આમ યોગ અને ભક્તિ બન્ને મીરાંમાં કૃતાર્થ થયાં.

૧–૮–'૪૭

## २. विषम् अपि अमृतायते ।

[ તા. ૧૧મી સપ્ટેમ્બરને દિવસે મુંબઈમાં મીરાં નામની એક નૃત્યનાટિકા ભજવાઈ. નૃત્ય મારફતે નાટ્યની અસર પેદા કરવાનો એ એક સારો સરખો નવો પ્રયોગ હતો. નૃત્ય અને નાટ્ય એ બંને કળા કેવળ ધંધાદારી લોકોના હાથમાં જ રહે તો સમાજને તે તે કળાઓ મારફતે સંસ્કારિતા મેળવવાની તક ન મળે. એ ઊણપ દૂર કરવા માટે સંસ્કારી સમાજનાં સ્ત્રીપુરુષો શોખ તરીકે એ કળાઓ કેળવવા લાગ્યાં છે એ આનંદની વાત છે. મીરાંની નૃત્યનાટિકા આ જ ઢબનો પ્રયોગ હોઈ, એની ખૂબી સમજવવાની દૃષ્ટિએ મારા મિત્રો મને એ જોવા લઈ ગયેલા. ત્યાં રાણાજી તરફથી મોકલેલો ઝેરનો પ્યાલો મીરાં હાથમાં લઈ ભગવાનને શરણે રાખે છે, અને રાધેશ્યામની ધુનમાં તલ્લીન થઈને નૃત્ય કરે છે. અન્તે જ્યારે રાધેશ્યામ સાથે તદાકાર થવા સુધી ધૂનની અસર ચઢે છે, ત્યારે પ્યાલામાંનું ઝેર તે પી જાય છે. એ નાટિકામાં ભાગ ભજવતી બહેનો સાથે ઉપરના પ્રસંગના રહસ્યની ચર્ચા કરતાં જે વિચાર ઊપજ્યો, તે જ અહીં નોંધેલો છે. મીરાંની જીવનસિદ્ધિનું રહસ્ય આમાં આવી જાય છે એમ માનું છું. ]

મીરાંને ખબરે નહીં કે એની પાછળ કેવું ઝેરી કાવતરું રચાયું છે. એને ખબર હતી કે રાણાજીનો પંથ ન્યારો છે, અને પોતાનો પંથ જુદો છે. એને કારણે જે કલેશ પેદા થયો હતો તે તો એ ક્યારની પી ચૂકી હતી. એણે માન્યું હતું કે સંસારની અસંખ્ય વહુઓ જેમ સહન કરે છે તેમ આપણે પણ આ કલેશ સહી લઈશું. આપણા માટે તો એ કલેશ જેવો રહ્યો જ નથી. જ્યાં સર્વ જગ ખારું થયું છે, ત્યાં રાણાજીની કડવાશ વધારે શી અસર કરવાની હતી? પણ રાજા લોકો જાણે છે કે એમની પાસે દરેક અગવડ માટેનું છેલ્લું ઓસડ મરણ છે જ. મરણ કેટલું નિર્વીર્ય છે એ સમજી લેવા

એટલી બુદ્ધિ કોઈ કાળે સત્તા આગળ હોતી જ નથી. દુનિયાના પ્રારંભથી આજ સુધી, મરણની મદદથી કોઈએ સારી કે નરસી એકે વસ્તુનો નાશ કર્યો નથી. આવેલું મરણ અથવા આપેલું મરણ બધે રીતે નિષ્ફળ નીવડે છે. સ્વેચ્છાએ સ્વીકારેલું મરણ અને વધાવી લીધેલું મરણ એ જ જીવતની પરિપૂર્તિ છે. એ જ જીવનની કૃતાર્થતા છે. એવું મરણ જ અમરતાનું એકમાત્ર બારણું છે.

રાણાજીએ મરણ વાટે મીરાની અગવડ મટાડવાનો વિચાર કર્યો અને એને માટે ઝેરનો પ્યાલો મોકલી દીધો.

અહીં મીરા શ્યામસુંદરના ધ્યાનમાં અને રાધેશ્યામની ધૂનમાં મગ્ન હતી. એની આગળ જ્યારે ઝેરનો પ્યાલો આવ્યો ત્યારે એ શું છે એ સમજવા પૂરતી એ નીચે ઊતરી. એને ખબર પડી કે રાણાજી અકળાયા છે, એને મારા પ્રાણ લેવા છે. કોઈ માણસ આપણી પાસે આપણા ઘરનો કચરો માગતા આવે ત્યારે જેમ "ઠીક થયું, ઘરની અગવડ ગઈ અને કોકને એનો ઉપયોગ થયો,' એવી લાગણી પેદા થાય છે, તેવી જ રીતે મીરાને થયું. એ જાણતી હતી કે એના શરીરમાં રમતા પ્રાણ એ કાંઈ જ વસ્તુ નથી. હવાનું કેવળ ચલનવલન છે. એ તો કોઈના હાથમાયે આવવાના નથી. એના હૃદયના પંચપ્રાણ તો એણે એના રાધેશ્યામને ક્યારના અર્પણ કર્યા હતા. એ પ્રાણો સુધી દુનિયાના કોઈ પણ રાણાજીની પહોંચ હતી નહીં.

રાણાજીનો હેતુ સમજતાવેંત મીરાએ ઝેરનો પ્યાલો હાથમાં લીધો, અને મંદિરની મૂર્તિ આગળ ભક્તિભાવે મૂકી દીધો.

પ્યાલો મૂકીને એણે પોતાનું ધ્યાન, પોતાની ધૂન, અને એની સાથેનું સર્વાંગીણ નૃત્ય ચાલતું રાખ્યું.

એ વખતે મીરાંના ધ્યાનમાં શું ચાલતું હતું? કૃષ્ણની ધૂનથી નીચે ઊતરાય જ નહીં અને ગણાના સંકલ્પના અર્ઘ્યરૂપી એ ઝેરને પણ ભુલાય નહીં. એ દ્વૈત વચ્ચે મીરાંએ શી રીતે કાઢ્યો? ધ્યાનમાં દ્વૈત ચાલે નહીં, અને [illegible] વસ્તુમાંથી [illegible] તિરસ્કાર કરાય નહીં.

લાયક હોય, તો મીરાંનો પણ અમીરીનો ત્યાગ તેટલો જ કીર્ત્ય છે. મીરાંની ભક્તિ, નિર્ભયતા અને સંસારવિમુખતા વિદ્યાર્થીઓના મન પર ઠસાવવા માટે એનાં એ જાતનાં પદોની પસંદગી કરી તે આ દિવસે ગાવાં જોઈએ. વિપદો નૈવ વિપદઃ એ શ્લોકમાં મીરાંની મનોવૃત્તિ આવી જાય છે.

અમર શહીદોમાં પણ મીરાંનું નામ અમર છે.

## સૂચના

આવી જ રીતે બીજા સંત કવિઓ, સેવાવીરો અને રાષ્ટ્રપુરુષોની જયંતીઓ ઊજવાય, પણ એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે આખું વર્ષ તહેવારમય ન થઈ જાય. અમે કુલ સમયનો વિચાર કરી ૫૦ કરતાં વધારે દિવસ તહેવાર પાછળ ન જાય એવું ધોરણ રાખ્યું છે. નવા તહેવારો વધે તો જૂના ઓછા થવા જોઈએ. પણ ઘણાખરા તહેવારો સ્થાયી હોવા જોઈએ. નહીં તો પરંપરા જેવી વસ્તુ જ ન બંધાય અને સંસ્કૃતિ ક્ષીણ થઈ જાય.

## ૫૦

## ચોખામેળા

મંગળવેઢા ગામની ફરતો કોટ બાંધવાનો હતો. બાદશાહ ગરીબોને વેઠે પકડી લાવ્યો અને તેમની પાસે ગામના રક્ષણ માટે કોટ બંધાવ્યો. જેમને ગામમાં રહેવાની રજા નહોતી, જેમને ગામના રસ્તા પર ચોરોની જેમ બીતાં બીતાં ચાલવું પડતું હતું, અને જેમને ગામ બહાર ઉકરડા ઉપર રહેવું પડતું હતું તે હરિજનોને પણ ગામનો કોટ ચણવામાં વેઠ કરવી પડી! જેમ ઈશુ ખ્રિસ્તને પોતે જ જેના પર ચઢવાનું હતું તે ક્રૂસ પોતાને હાથે જ ઉપાડવો પડ્યો હતો, તેમ પોતાને ગામની બહાર રાખનારો કોટ પણ હરિજનોને પોતાને હાથે ચણવો પડ્યો.

કડિયાંની કંઈ ભૂલ થઈ હશે, અમલદારોએ ઉતાવળ કરી હશે, ગારો પાતળો થયો હશે, ગમે તે કારણે હોય, કોટની દીવાલ પડી ગઈ અને કેટલાક હરિજનો તેની નીચે દબાઈ ગયા. થોડાક લોકોએ દિલગીરી જાહેર કરી, કેટલાક લોકો દુઃખી પણ થયા, પરંતુ તેમણે તે મરેલાઓને તે માટીના ઢગ નીચે જ પડી રહેવા દીધા. શ્રમજીવીઓની નિદ્રામાં તેઓ શું કરવા ખલેલ પાડે? તે માટી નીચે તેમનાં મડદાં સડી ગયાં, સડેલા માંસની અન્તે માટી બની ગઈ અને માત્ર હાડકાં જ બાકી રહ્યાં. પોતાની જ માટી સાથે ભળીને રહેનારાં તે હાડકાંને કેટલી શાંતિ મળી હશે!

પરંતુ તેમની એ શાંતિમાં ખલેલ પાડનારી એક ઘટના બની. કેટલાક સારા 'અભંગ' (દોહા) વાંચીને એક સંતને ખબર થઈ. તે શોધતો શોધતો મંગળવેઢા આવ્યો અને કહેવા લાગ્યો, "ચોખોબાનાં હાડકાં ક્યાં પડ્યાં છે? હું એની સદ્ગતિ કરવા

માગું છું." તેણે પેલો પુરાણો ઢગ ખોદવાનું શરૂ કર્યું. એક પછી એક હાડકાં મળવા લાગ્યાં. તે સંત પુરુષ એક એક હાડકું લઈ તેને કાન પાસે ધરતો જતો અને જે હાડકાંમાંથી 'વિઠ્ઠલ! વિઠ્ઠલ!' નામનો અવાજ સંભળાતો તેને જુદાં મૂકતો જતો. એમ કરતાં કરતાં તેણે ચોખામેળાનાં બધાં અસ્થિ ભેગાં કર્યાં અને તે પર એક સમાધિ બનાવી.

આજે તો તે હાડની પણ માટી થઈ ગઈ હશે. પરંતુ અખંડ-રૂપે 'વિઠ્ઠલ, વિઠ્ઠલ'નું ગાન કરનાર ચોખોબાના અભંગ આજ પણ મહારાષ્ટ્રની અનાસ્થાના ઢગ નીચે છુપાયેલા મળશે. કોઈ કોઈએ એને ભેગા કરીને પુસ્તકોમાં દાટી દીધા છે, પણ એથી ચોખોબાનું શ્રાદ્ધ થવાનું નથી.

ચોખોબાની વાણી શુદ્ધ મરાઠી, કરુણરસથી ભરેલી, પોતાની જાતિ પર થતા અત્યાચારોથી દુઃખી, પરંતુ ઈશ્વરકૃપાની બાબતમાં આત્મવિશ્વાસથી બોલનારી છે. વર્ણ અને જાતિ, શાસ્ત્ર અને પુરાણ, વગેરે બધા ઉપરના વાઘા છે, એમાં ન ફસાવું જોઈએ. આંતરિક મર્મને પિછાણવો જોઈએ — આપણા અને પારકા — હા, આપણે સૌ અત્યાચારી સવર્ણ હિંદુ બિચારા હરિજનોને માટે પારકા જ છીએ! — બધા લોકોને આવો ઉપદેશ દેનારી ચોખોબાની વાણી, આપણા કંઠ અને હૃદયમાં અખંડ નિવાસ કરતી થાય એવું કોઈ કાર્ય આપણે કરવું જોઈએ. કહે છે કે ઈશુએ માનવજાત માટે પ્રાયશ્ચિત્ત કર્યું હતું; કર્યું હશે. પરંતુ ચોખોબાની નમ્ર સેવાએ મહારાષ્ટ્રના હરિજનો માટે ચક્રવૃદ્ધિ વ્યાજને હિસાબે પ્રાયશ્ચિત્ત કર્યું છે એમાં કોઈ શક નથી. ચોખામેળાની પુણ્યતિથિને દિવસે બધા હરિજનોને બોલાવીને એમની પાસે ભજન કરાવીએ. અને આપણે સૌ બેસીને ભજન સાંભળીએ. અને હરિજનો આપણને જે પ્રસાદ આપે તે સ્વીકારીને આપણે તેમની ખાતરી કરાવી આપીએ કે હવે તેઓ આપણે માટે પારકા નથી, પરંતુ આપણા પોતાના જ છે.

૧૯ ૧૨-'૩૯

## ૫૧

## જનાબાઈ

જનાબાઈનાં માતાપિતાએ તેને એક ભગવદ્ભક્તને ત્યાં દાસી તરીકે રાખી. જનાબાઈ આખી જિંદગી તે ઘરમાં રહી. તેણે તે ઘરનાં નાનાં મોટાં કામ કરીને પોતાનું ગુજરાન કર્યું અને ઈશ્વરભક્તિ કરીને પોતાનો જન્મ સાર્થક કર્યો.

જનાબાઈનો વિવાહ થયો નહોતો. જેમના ઘરમાં તે રહેતી હતી તે બધાં ઈશ્વરપરાયણ અને ધર્મભીરુ હતાં. જેમ મીરાંબાઈએ ભગવાન સાથે લગ્ન કરી લીધું હતું, તેમ જનાબાઈએ પણ કર્યું હતું. મીરાંબાઈ રાજવંશની હતી એટલે તેને ખૂબ સતાવવામાં આવી. અને પોતાના બલિદાન પછી તે પૂજાવા લાગી. બિચારી જનાબાઈને કોણ પૂછે, પજવે કે પૂજે?

આમ જોઈએ તો જનાબાઈ મહારાષ્ટ્રની મીરાંબાઈ છે. એણે નમ્રતાથી નામદેવનાં કુટુંબીઓની સેવા કરી, અને વિવાહના અભાવે જે પ્રેમજીવન અતૃપ્ત હતું તેને હૃદયપૂર્વક વિઠોબા સાથે રમમાણ થઈને સમૃદ્ધ કર્યું. વિઠોબા પોતે આવીને તેના વાળ ઓળતા હતા, દળવા ખાંડવાના કામમાં તેને મદદ કરતા હતા અને ઠંડીના દિવસોમાં એની ગોદડી ઓઢીને સૂઈ પણ જતા.

મીરાંબાઈના કાવ્યમાં જે પ્રેમોત્કટ ભક્તિ છે, બરાબર તેવી જ ભક્તિ સીધીસાદી ભાષામાં જનાબાઈના અભંગોમાં જોવામાં આવે છે. ભક્તિકાવ્યમાં સ્ત્રીસહજ ભાષા જોવી હોય તો તે જનાબાઈના અભંગોમાં જોઈ શકાય છે. જનાબાઈએ શરીર ટકાવી રાખવા છેવટ સુધી શરીરશ્રમ કર્યો. ખરે જ, જની જનતાની પ્રતિનિધિ હતી અને એણે પોતાનું જીવન જનતા-જનાર્દનને અર્પણ કરીને કૃતાર્થતા પ્રાપ્ત કરી હતી.

છોકરીઓની શાળામાં જનાબાઈનો દિવસ ઊજવીને તે દિવસે એના અભંગ ગાતાં ગાતાં દળવા ખાંડવાનો કાર્યક્રમ રાખવો જોઈએ.

૧૯-૧૨-'૩૯

માગું છું." તેણે મેલો પુરાણો ઢગ ખોદવાનું શરૂ કર્યું. એક પછી એક હાડકાં મળવા લાગ્યાં. તે સંત પુરુષ એક એક હાડકું લઈ તેને કાન પાસે ધરતો જતો અને જે હાડકાંમાંથી 'વિઠ્ઠલ! વિઠ્ઠલ!' નામનો અવાજ સંભળાતો તેને જુદાં મૂકતો જતો. એમ કરતાં કરતાં તેણે ચોખામેળાનાં બધાં અસ્થિ ભેગાં કર્યાં અને તે પર એક સમાધિ બનાવી.

આજે તો તે હાડની પણ માટી થઈ ગઈ હશે. પરંતુ અખંડ રૂપે 'વિઠ્ઠલ, વિઠ્ઠલ'નું ગાન કરનાર ચોખોબાના અભંગ આજ પણ મહારાષ્ટ્રની અનાસ્થાના ઢગ નીચે છુપાયેલા મળશે. કોઈ કોઈએ એને ભેગા કરીને પુસ્તકોમાં દાટી દીધા છે, પણ એથી ચોખોબાનું શ્રાદ્ધ થવાનું નથી.

ચોખોબાની વાણી શુદ્ધ મરાઠી, કરુણરસથી ભરેલી, પોતાની જાતિ પર થતા અત્યાચારોથી દુઃખી, પરંતુ ઈશ્વરકૃપાની બાબતમાં આત્મવિશ્વાસથી બોલનારી છે. વર્ણ અને જાતિ, શાસ્ત્ર અને પુરાણ, વગેરે બધા ઉપરના વાઘા છે, એમાં ન ફસાવું જોઈએ. આંતરિક મર્મને પિછાણવો જોઈએ — આપણા અને પારકા — હા, આપણે સૌ અત્યાચારી સવર્ણ હિંદુ બિચારા હરિજનોને માટે પારકા જ છીએ! — બધા લોકોને આવો ઉપદેશ દેનારી ચોખોબાની વાણી, આપણા કંઠ અને હૃદયમાં અખંડ નિવાસ કરતી થાય એવું કોઈ કાર્ય આપણે કરવું જોઈએ. કહે છે કે ઈશુએ માનવજાત માટે પ્રાયશ્ચિત્ત કર્યું હતું; કર્યું હશે. પરંતુ ચોખોબાની નમ્ર સેવાએ મહારાષ્ટ્રના હરિજનો માટે ચક્રવૃદ્ધિ વ્યાજને હિસાબે પ્રાયશ્ચિત્ત કર્યું છે એમાં કોઈ શક નથી. ચોખામેળાની પુણ્યતિથિને દિવસે બધા હરિજનોને બોલાવીને એમની પાસે ભજન કરાવીએ. અને આપણે સૌ બેસીને ભજન સાંભળીએ. અને હરિજનો આપણને જે પ્રસાદ આપે તે સ્વીકારીને આપણે તેમની ખાતરી કરાવી આપીએ કે હવે તેઓ આપણે માટે પારકા નથી, પરંતુ આપણા પોતાના જ છે.

૧૯-૧૨-'૩૯

## ૫૧

## જનાબાઈ

જનાબાઈનાં માતાપિતાએ તેને એક ભગવદ્‌ભક્તને ત્યાં દાસી રીકે રાખી. જનાબાઈ આખી જિંદગી તે ઘરમાં રહી. તેણે તે રનાં નાનાં મોટાં કામ કરીને પોતાનું ગુજરાન કર્યું અને ઈશ્વરભક્તિ રીને પોતાનો જન્મ સાર્થક કર્યો.

જનાબાઈનો વિવાહ થયો નહોતો. જેમના ઘરમાં તે રહેતી હતી તે બધાં ઈશ્વરપરાયણ અને ધર્મભીરુ હતાં. જેમ મીરાંબાઈએ ભગવાન સાથે લગ્ન કરી લીધું હતું, તેમ જનાબાઈએ પણ કર્યું હતું. મીરાંબાઈ રાજવંશની હતી એટલે તેને ખૂબ સતાવવામાં આવી. અને પોતાના બલિદાન પછી તે પૂજાવા લાગી. બિચારી જનાબાઈને કોણ પૂછે, પજવે કે પૂજે?

આમ જોઈએ તો જનાબાઈ મહારાષ્ટ્રની મીરાંબાઈ છે. એણે નમ્રતાથી નામદેવનાં કુટુંબીઓની સેવા કરી, અને વિવાહના અભાવે જે પ્રેમજીવન અતૃપ્ત હતું તેને હૃદયપૂર્વક વિઠોબા સાથે રમમાણ થઈને સમૃદ્ધ કર્યું. વિઠોબા પોતે આવીને તેના વાળ ઓળતા હતા, દળવા ખાંડવાના કામમાં તેને મદદ કરતા હતા અને ટાઢીના દિવસોમાં એની ગોદડી ઓઢીને સૂઈ પણ જતા.

મીરાંબાઈના કાવ્યમાં જે પ્રેમોત્કટ ભક્તિ છે, બરાબર તેવી જ ભક્તિ સીધીસાદી ભાષામાં જનાબાઈના અભંગોમાં જોવામાં આવે છે. ભક્તિકાવ્યમાં સ્ત્રી-સહજ ભાષા જેવી હોય તો તે જનાબાઈના અભંગોમાં જોઈ શકાય છે. જનાબાઈએ શરીર ટકાવી રાખવા છેવટ સુધી શરીરશ્રમ કર્યો. ખરે જ, જની જનતાની પ્રતિનિધિ હતી અને એણે પોતાનું જીવન જનતા-જનાર્દનને અર્પણ કરીને કૃતાર્થતા પ્રાપ્ત કરી હતી.

છોકરીઓની શાળામાં જનાબાઈનો દિવસ ઊજવીને તે દિવસે એના અભંગ ગાતાં ગાતાં દળવા ખાંડવાનો કાર્યક્રમ રાખવો જોઈએ.

૧૯–૧૨–'૩૯

# ૫૨

## જીવન્ત ઇતિહાસ

હિંદુસ્તાનનો ઇતિહાસ હિંદુસ્તાનના લોકોએ લખેલો નથી એ વિધાનનો આપણે ગમે તેટલો વિરોધ કરીએ, તોપણ પ્રાચીન કાળનો આપણો ઇતિહાસ આપણે હાથે લખાયેલો છે એવું સિદ્ધ થતું નથી. રામાયણ મહાભારત ઇતિહાસ કહેવાય નહીં. આધુનિક દૃષ્ટિએ તો તે ઇતિહાસ નથી જ. રામાયણ મહાભારતમાં તેમ જ પુરાણોમાં ઇતિહાસ છે, પણ તે ધર્મનિશ્ચય કરવા માટે યોજેલા દૃષ્ટાંતરૂપે છે. મહાવંશ અને દીપવંશ ઇતિહાસ ગણાય. પણ તે સિલોનના છે, અને તેમાં આવેલો ઇતિહાસ જૂજ છે. કાશ્મીરની રાજતરંગિણી વિષે પણ એમ જ કહેવું પડે તેમ છે. ત્યારે આપણો ઇતિહાસ કેમ નથી? જીવનનું ગમે તે અંગ લો, તેમાં આપણા લોકોએ અસાધારણ પ્રાવીણ્ય મેળવેલું છે; છતાં આપણામાં ઇતિહાસ કેમ નથી?

ઇતિહાસ એટલે મનુષ્યજાતિ આગળ ઊભા થયેલા સવાલોની નોંધ. આમાંથી કેટલાક સવાલોનું નિરાકરણ થયેલું હોય છે અને કેટલાક સવાલો હજી અનિર્ણીત છે. જે સવાલોનો નિશ્ચય થઈ શક્યો છે તે હવે સવાલો રહ્યા નથી. તેનું નિરાકરણ થયું છે અને તે સમાજમાં — સામાજિક જીવનમાં સંસ્કાર રૂપે દાખલ થઈ ગયા છે. જેમ પચેલા અન્નનું લોહી બની જાય છે તેમ તે સવાલો રાષ્ટ્રીય માન્યતા અથવા સામાજિક સંસ્કારનું રૂપ પામ્યા છે. અન્ન પાચન થયેલું હોય તો કાલે મેં શું ખાધું એનો જેમ મનુષ્ય વિચાર કરતો નથી, તેમ જે સવાલોનો ઉકેલ આવી ગયો છે તે વિષે પણ તે ઉદાસીન રહે છે.

હવે સવાલ રહ્યો અનિર્ણીત પ્રશ્નોનો. આપણા લોકો પરમાર્થી (serious) છે. તેઓ અનિર્ણીત સવાલને કાગળ ઉપર દાખલ કરીને છોડી દેવા નથી માગતા. અનિર્ણીત સવાલોમાં મતભેદ હોય છે. જેટલા મતભેદ હોય તેટલા સંપ્રદાયો આપણે ઊભા કરીએ છીએ. વેદમંત્રોના

ઉચ્ચારણમાં મતભેદ પડ્યો તો આપણે ભિન્ન ભિન્ન શાખાઓ ઊભી કરી. જ્યોતિષમાં મતભેદ પડ્યો ત્યાં પણ આપણે સ્માર્ત અને ભાગવત એકાદશી જુદી જુદી માની. દાર્શનિક તત્ત્વભેદ જણાયો તો આપણે દ્વૈતવાદી અને અદ્વૈતવાદી પંથો સરજ્યા. આહારભેદ થયો અથવા ધંધાનો ભેદ પડ્યો ત્યારે આપણે જુદી જુદી ન્યાતો બાંધી. સામાજિક રિવાજોમાં જ્યાં મતભેદ પડ્યો ત્યાં આપણે જ્ઞાતિની પેટાન્યાતો ઊભી કરી. ભૂલથી માણસ રિવાજ તોડે અથવા મોટામાં મોટું પાપ કરે તેને માટે પણ તેને પ્રાયશ્ચિત્ત છે; તેટલા સારુ નવી ન્યાત ઊભી કરતા નથી. મહાન ઐતિહાસિક અને રાષ્ટ્રીય મહત્ત્વની ઘટનાઓનો ઇતિહાસ આપણે તહેવારો મારફત જાગ્રત રાખીએ છીએ. દરેક સામાજિક હિલચાલના ઇતિહાસને તે તે હિલચાલના કેન્દ્રને તીર્થનું રૂપ આપી આપણે જીવતો રાખેલો છે. એ રીતે ઇતિહાસ લખવા કરતાં ઇતિહાસ જીરવો અને જિવાડવો એટલે કે જીવનમાં જીવી બતાવવો એ આપણા સમાજની ખૂબી છે. ચીંથરામાંથી બનેલા કાગળ ઉપર ઇતિહાસ સંઘરવો એ સારું કે જીવનમાં જ ઇતિહાસ સંઘરવો એ સારું? કયો વધારે સુધરેલો માર્ગ છે એ કહેવું શું મુશ્કેલ છે? જ્યાં સુધી પરંપરા તૂટી ન હતી ત્યાં સુધી આપણો ઇતિહાસ આપણા જીવનમાં જીવતો હતો. હજી પણ લોકોના રિવાજ, લોકોની માન્યતાઓ, જ્ઞાતિબંધારણો, તહેવારો વગેરે તપાસીએ તો ઘણો ઇતિહાસ મળી શકે એમ છે. માત્ર તે ઘણે ભાગે રાજકીય નહીં હોય, રાજનૈતિક નહીં હોય, પણ સામાજિક અને રાષ્ટ્રીય હશે. ઇતિહાસસંશોધકો આ દિશામાં શું મહેનત નહીં કરે?

## આવશ્યક વાચન

તહેવારોની જે ટૂંકી નોંધો તે તે તહેવાર તળે આપી છે તે કાંઈ તહેવારોનું નિબંધન (code) તૈયાર કરવા માટે નથી, પણ તહેવારો પાછળ રહેલું પરંપરાગત રહસ્ય અને એમાં પૂરી શકાય એવાં નવાં તત્ત્વો તરફ ઊછરતી પેઢીનું ધ્યાન ખેંચવા માટે છે. આને અંગે વાંચવા લાયક સાહિત્ય ઘણું છે અને નથી. તહેવારોનું જ મહત્ત્વ સમજાવે એવી ચોપડીઓ ગુજરાતીમાં ભાગ્યે જ બે ચાર હશે. 'આર્યોના તહેવારોનો ઇતિહાસ' એ એક જ ચોપડી આ ક્ષેત્રને વ્યાપે છે. આના મૂળ મરાઠી લેખકે નવી માહિતી ઉમેરીને એની નવી આવૃત્તિ પણ કાઢી છે. આપણે ત્યાં ગુજરાતના તહેવારોની સ્વતંત્ર શોધખોળ કરી, તેમ જ હિંદી ભાષામાં આ વિષય ઉપર જે બે ચોપડીઓ લખાઈ છે તેનો ઉપયોગ કરી, એની નવી આવૃત્તિ કરવાની આવશ્યકતા છે. 'Hindu Fasts and Feasts' જેવી ચોપડીઓ પણ કેટલીક નવી દૃષ્ટિ આપી શકે છે. પ્રજાજીવનના અને સમાજશાસ્ત્રના અભ્યાસી કેટલાક ગોરાઓ જુદા જુદા તહેવારો ઉપર કાંઈક સમભાવપૂર્વક અને કાંઈક રમૂજવૃત્તિથી લખે છે, એમાંથી પણ સરખામણી માટે કેટલાક અંશો મળી આવે છે. બંગાળી લેખકોએ પણ અંગ્રેજી તેમ જ બંગાળીમાં ઘણી માહિતી ભેગી કરી છે. જામનગરવાળા મણિશંકર શાસ્ત્રીની ચોપડી સાવ જૂની ઢબની છે, એમાંથી પણ શોધક કાંઈક તો મેળવી શકશે. એ જ ઢબની મરાઠી ચોપડી 'આર્યોત્સવપ્રકાશ' કરીને છે. લોકમાન્ય તિલકના 'ઓરાયન' (મૃગશીર્ષ) ઉપરથી સૂઝેલી હોળીના તહેવાર ઉપરની 'શિમગા' કરીને એક મરાઠી ચોપડી છે, તે શોધખોળની દૃષ્ટિએ કીમતી છે એમ કહેવાય છે. સુરતમાં ભાઈ કાજીએ તહેવારો ઉપર એક વ્યાખ્યાન આપ્યું હતું તે પણ જોઈ જવા જેવું છે. આપણા દેશની આબોહવાનું ઋતુચક્ર, વેપારી અને મુસાફરોની જરૂરિયાતો અને ખેડૂતોનું જીવન એ બધાનો આપણા તહેવારો સાથે સંબંધ છે. પરદેશીઓમાં

હિંદુ જીવનનો ઊંડામાં ઊંડો અભ્યાસ ભગિની નિવેદિતાએ કર્યો છે. એનાં કેટલાંક લખાણો પણ કીમતી સૂચનાઓ આપશે.

આપણું પ્રાચીન રાષ્ટ્રીય જીવન મુખ્યત્વે રામાયણ, મહાભારત અને ભાગવતમાં પ્રતિબિંબિત થયેલું છે. દેવીઉપાસકોની ખાસિયત દેવીભાગવતમાંથી મળી આવે એમ છે. આ મહાગ્રંથોનો પરિચય બધાંને જ હોવો જોઈએ. કિશોરલાલભાઈની અવતારમાળાનાં 'રામ અને કૃષ્ણ', 'બુદ્ધ અને મહાવીર', અને 'સહજાનંદ' બાળકોને ઉપયોગી છે. 'સીતાહરણ' પણ બાળકોને ઉપયોગી છે. કૃષ્ણજીવન માટે ચિંતામણરાવ વૈદ્યનું 'કૃષ્ણચરિત્ર' અને બંકિમ બાબુનું 'કૃષ્ણચરિત્ર' એ બે વિશેષ ઉપયોગી છે.

આ જ વિષયમાં જૈન સાહિત્ય ખાસ તપાસવા જેવું છે. 'ત્રિષષ્ટિશલાકાપુરુષ'માં તીર્થંકરોની માહિતી તો મળશે જ. જેમ જેમ જૈન આગમોના સુલભ સારાનુવાદ ગુજરાતી વાચકવર્ગ આગળ રજૂ થશે* તેમ તેમ જૈન જીવનપદ્ધતિ વધારે ને વધારે સમજાશે. જૈન એ કેવળ સંપ્રદાય નથી પણ વિશ્વવ્યાપી થઈ શકે એવી જીવનદૃષ્ટિ છે એમ સમજાશે; ત્યારે એની અસર બધા જ તહેવારો ઉપર ઓછીવત્તી પડશે.

આપણે ત્યાં બૌદ્ધ સાહિત્ય થોડું ઘણું તૈયાર થયું છે. 'બુદ્ધ-લીલા', 'ધમ્મપદ', 'સુત્તનિપાત', 'બૌધ સંઘનો પરિચય', 'સમાધિમાર્ગ', 'બુદ્ધ, ધર્મ અને સંઘ', 'બુદ્ધચરિત'— આટલી ચોપડીઓ દ્વારા એ ધર્મ અને એના 'અવેર'ના મહાન સંદેશાનું વાતાવરણ સહેજે ધ્યાનમાં આવશે. શાંતિદેવાચાર્યના 'બોધિચર્યાવતાર'માંથી ઉત્તમ શ્લોકો ધર્માનંદજીએ આપણને

* ગૂજરાત વિદ્યાપીઠની શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાલામાં આ વિષયનાં નીચેનાં પુસ્તક પ્રગટ થયાં છે:

શ્રી રાજચંદ્ર, મહાવીરસ્વામીનો સંયમધર્મ, મહાવીરસ્વામીનો આચારધર્મ, મહાવીરસ્વામીનો અંતિમ ઉપદેશ, શ્રી કુંદકુંદાચાર્યનાં ત્રણ રત્નો, શ્રી ભગવતી-સાર, સમી સાંજનો ઉપદેશ, તત્ત્વાર્થસૂત્ર, પાપ, પુણ્ય, અને સંયમ, શ્રી મહાવીર કથા, અને જિનાગમ કથાસંગ્રહ.

કાઢી આપ્યા છે તે પારાયણ લાયક છે. દુનિયાની સુશિક્ષિત પ્રજાને બૌદ્ધધર્મ અને બ્રાહ્મધર્મ વધારેમાં વધારે આકર્ષે છે, કેમ કે એમાં માન્યતાઓ અને વાદોનું સામ્રાજ્ય ઓછામાં ઓછું છે. સદાચારની સાધના એ જ એમાં મુખ્ય ભાગ ભજવે છે.

સદાચારની સાધના ઉપર ઉગ્રપણે ભાર મૂકનાર એક મોટો ધર્મ તે ઇસ્લામ છે. છતાં એમાં મનુષ્યસ્વભાવ ઉપર અતિ અંકુશ ન મુકાય એ દૃષ્ટિ ખાસ રાખી છે. ઇસ્લામમાં તહેવાર થોડુ નથી. બે ઈદો તો ઇબ્રાહીમના ધર્મમાંથી લીધેલી છે. મહોરમ એ ઐતિહાસિક તહેવાર ગણાય. મહમદ પેગંબરની વફાતનો દિવસ કોક કોક ઠેકાણે ઊજવાય છે. ઇસ્લામી સંસ્કૃતિમાં વિલાસિતાને કેટલો અવકાશ છે એ સવાલ નોખો છે. ઇસ્લામી ધર્મ તો સંયમધર્મી (પ્યુરિટન) જ છે. કુરાને શરીફ, મહમદ સાહેબનું *જીવનચરિત્ર*, અને હદીસ એટલું વાંચીએ તો એ સંસ્કૃતિનો ખ્યાલ આવશે. અમીરઅલીનું 'સ્પિરિટ ઑફ ઇસ્લામ' અને આર્નોલ્ડનું 'પ્રિચિંગ ઑફ ઇસ્લામ' આ બે ચોપડીઓ શિક્ષકોએ વાંચેલી હોવી જોઇએ. 'કસસ–અલ–અંબિયા'નું ગુજરાતી ભાષાંતર જો કોઈ કરી આપે તો મોટી સગવડ થાય. ઇસ્લામમાં પ્રતિષ્ઠા પામેલા પેગંબરોનાં *જીવનચરિત્રો* એમાં આપણને મળશે. 'મુસ્લિમ ઓલિયાઓ' તો ઘણાખરાએ વાંચ્યું હશે જ.

ખ્રિસ્તી ધર્મ માટે 'નવા કરાર' તેમ જ 'સંત જોનનું ભાગવત' ડીન ફેરારનું 'ખ્રિસ્તનું ચરિત્ર', કેમ્પીસનું 'ઇમિટેશન ઑફ ક્રાઇસ્ટ', અને બૉનયનનો 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ', એટલું તો વાંચેલું હોવું જોઈએ. વાલજીભાઈનું 'ઈશુચરિત' પણ કાંઈક ઉપયોગી થઈ શકે. મણિલાલ પરીખે ખ્રિસ્તી ધર્મનો ઇતિહાસ લખેલો છે. 'ઇમિટેશન ઑફ ક્રાઇસ્ટ'નું ભાષાંતર જૂનાગઢવાળા શ્રી છગનલાલ હરિલાલ પંડ્યાએ 'ઈશુનું અનુકરણ' કરીને કર્યું છે. સ્વામી વિવેકાનંદે એ જ ચોપડીનું 'ઈશાનુસરણ' કરીને બંગાળી ભાષાંતર શરૂ કર્યું હતું. સંત ફ્રાન્સિસ વિષે થોડુંક તો મહાદેવભાઈની લેખમાળામાંથી મળશે. સેન્ટ પૉલ, ઇગ્નેશિયસ લોયલા, માર્ટિન લ્યુથર

વિષે ગુજરાતીમાં લખવાની જરૂર છે. ટૉલ્સ્ટૉયે બાવન પરિચ્છેદોમાં બાળકો માટે ઈશુનું જીવનચરિત્ર લખી આપ્યું છે એ પણ સરસ છે.

શિક્ષકોએ બ્રાહ્મસમાજ, આર્યસમાજ, પ્રાર્થનાસમાજ, રામકૃષ્ણ મિશન જેવા વ્યાપક અને આધુનિક ધર્મસંસ્કરણના-પ્રયોગો વિષે ખૂબ જાણવું જોઈએ, કેમ કે ભવિષ્યની દિશા એમાંથી જ આપણને મળતી આવી છે. થિયોસોફીએ પણ અનેક ધર્મોના અભ્યાસ વિષેનું ઉપયોગી સાહિત્ય બહાર પાડ્યું છે. આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવે તૈયાર કરી આપેલી ચોપડીઓ તો દરેક શિક્ષકે વાંચેલી હશે જ, ખાસ કરીને એમનું 'ધર્મશિક્ષણ', જેમાં બધા ધર્મો વિષે થોડી થોડી માહિતી છે.

શીખ ધર્મનો ફાળો કીમતી છે. એને વિષે આપને વધારે જાણવું ઘટે છે. મગનભાઈની નવી ચોપડીઓ 'જપજી' અને 'સુખમની' આમાં ખૂબ મદદ કરશે. મહારાષ્ટ્રના સંતો જ્ઞાનદેવ, નામદેવ, એકનાથ, તુકારામ, વિષે મરાઠીમાંથી અને સૂરદાસ વગેરે તથા કબીર વિષે હિંદીમાંથી મેળવવું.

ગુજરાતના સંત કવિઓનું અધ્યયન દરેક સંસ્થામાં હંમેશ ચાલવું જોઈએ.

//તહેવારોની યોજના ઘડવી એ એક રીતે હિંદુસ્તાનની વિવિધરંગી સંપૂર્ણ સંસ્કૃતિનું પ્રતિબિંબ પાડવા સમાન છે, અને તે પણ સાહિત્ય મારફતે નહીં પણ જીવનના ઉત્સવ મારફતે. એ મોટું કામ પ્રસ્તુત કાર્યક્ષેત્રની બહાર છે અને એ કામ એકસામટું થાય એના કરતાં ધીમે ધીમે વધે એ જ સારું છે, એમ સમજી અહીં વિરમીએ છીએ.

# ગાંધીજીનાં પુસ્તકો

| | કિંમત |
|---|---|
| ાત્મકથા | ૨-૦-૦ |
| ારોગ્યની ચાવી | ૦-૧૦-૦ |
| ેક સત્યવીરની કથા | ૦-૨-૦ |
| ામડાંની વહારે | ૦-૨-૦ |
| ાંધી-વાઇસરૉય પત્રવ્યવહાર | ૨-૮-૦ |
| ીતાબોધ | ૦-૩-૦ |
| ીતાપદાર્થકોષ | ૦-૪-૦ |
| ્યાગમૂર્તિ | ૧-૦-૦ |
| િલ્હી ડાયરી | ૩-૦-૦ |
| ેશી રાજ્યોનો પ્રશ્ન | ૧-૮-૦ |
| નીતિનાશને માર્ગે | ૦-૬-૦ |
| ંગળપ્રભાત | ૦-૩-૦ |
| રચનાત્મક કાર્યક્રમ — તેનું રહસ્ય અને સ્થાન | ૦-૬-૦ |
| ાષ્ટ્રભાષા વિષે વિચાર | ૦-૧૨-૦ |
| ર્ણવ્યવસ્થા | ૦-૧૨-૦ |
| ્યાપક ધર્મભાવના | ૨-૦-૦ |
| ત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ | ૧-૦-૦ |
| ર્વોદય | ૦-૩-૦ |
| ો ટકા સ્વદેશી | ૧-૪-૦ |
| હિંદ સ્વરાજ | ૦-૬-૦ |
| હિંદ સ્વરાજ (હસ્તાક્ષરમાં) સાદું પૂઠું | ૧-૪-૦ |
| ખાદી પૂઠું | ૧-૧૨-૦ |

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# કેટલાંક ઉપયોગી પુસ્તકો

| | |
|---|---|
| મહાદેવભાઈની ડાયરી — ૧ | ૪-૮-૦ |
| મહાદેવભાઈની ડાયરી — ૨ | ૫-૮-૦ |
| બાપુની પ્રસાદી | ૨-૦-૦ |
| બાપુ — મારી મા | ૦-૧૦-૦ |
| જીવનનું પરોઢ | ૮-૦-૦ |
| શ્રાદ્ધના તેર દિવસ | ૦-૬-૦ |
| ગાંધી સાહિત્ય સૂચિ | ૩-૪-૦ |
| શિક્ષણ અને સંસ્કૃતિ | ૧-૪-૦ |
| લોકશાહી | ૨-૦-૦ |
| શ્રીમદ્ભાગવત | ૩-૮-૦ |
| ભગવાન મહાવીરના દશ ઉપાસકો | ૧-૮-૦ |
| ઓતરાતી દીવાલો | ૦-૮-૦ |
| જીવનસંસ્કૃતિ | ૫-૦-૦ |
| શ્રી નેત્રમણિભાઈને | ૦-૧૪-૦ |
| માનવી ખંડિયેરો | ૨-૮-૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧-૪-૦ |
| લોકમાતા | ૧-૪-૦ |
| સ્મરણયાત્રા | ૨-૦-૦ |
| સમૂળી ક્રાન્તિ | ૧-૮-૦ |
| સંસાર અને ધર્મ | ૨-૦-૦ |
| સ્ત્રી-પુરુષ-મર્યાદા | ૧-૮-૦ |
| જીવનશોધન | ૨-૮-૦ |
| ગીતામંથન | ૨-૮-૦ |